# શામશૂનનો દીવો



નાનો દીવો હું છું, જુ, આપવા અજવાળ,
એજ મારૂં કામ છે, વ્હાલથી સદાકાળ.

કિંમત ૩ પાઈ

# શામશૂનનો દીવો

પ્રભુદાસ કરીને એક પૈસાદાર માણસ હતો. તેને ત્યાં શામશૂન નામનો એક છોકરો વાસણ માંજવાનું કામ કરતો હતો. આગળના નોકરની બેદરકારીથી શેઠના ઘરનાં વાસણ પર પુષ્કળ ડાઘાડૂઘી પડી ગયાં હતાં. એ બધા ડાઘા કાઢી નાંખવાને શામશૂન એક દિવસ ખૂબ જોરથી તપેલીઓ માંજતો હતો. તે મન લગાડીને કામ કરતો જતો હતો ને સાથે સાથે નીચેનું ગીત પણ ગાતો હતો.

કહે પ્રભુ ઈસુ, બનો તમ સઉ જગનું અજવાળ,
જે થકી થઇ જાય દૂર જગનું અંધારૂં ઝટવાર;
પડે જો અમ થકી થોડોજ પ્રકાશે,
તારો દીવો પ્રકાશે, હા, મારોએ.
કહે પ્રભુ ઈસુ, થાઉં છું હું ઘણો આનંદિત,
જ્યારે ભાળું છું બાળક મુજનાં આચરણ પ્રકાશિત;
થાય છે તે થકી પ્રભુ ઇસુને ખુશી ઘણીરે
તારો દીવો પ્રકાશે, હા, મારોએ.
કહે પ્રભુ ઈસુ બનો તમ સઉ જગનું નૂર
જે થકી થાય ઉલ્લાસી જગનાં જે દુઃખી ને દિલગીર;
થાય છે, હા, એ થકી દૂર જગનો અંધકાર ને ભૂંડાઇએ,
તારો દીવો પ્રકાશે, હા, મારોએ.

એ વખતે શેઠનો રસોઇઓ ઈસુદાસ રસોડામાં રસોઇ કરતો હતો. તેણે શામશૂનને પૂરા જોરથી ને ઈમાનદારીથી વાસણ માંજતો દીઠો ત્યારે એણે તેને કહ્યું, ભાઇ શામશૂન, વાસણ સારૂ

કરવા એટલી બધી મહેનત શા સારૂ કરે છે? " એ સાંભળીને શામશૂને ખુલ્લા દિલથી જવાબ વાળ્યો, કે ભાઇ, હું મારૂં કામ વિશ્વાસુપણાથી ને ખંતથી એ સારૂ કરૂં છું કે મારો દીવો પ્રકાશે. જે ગીત હું હમણાં ગાતો હતો તે તમે સાંભળ્યું છે? 'તારો દીવો પ્રકાશે, હા, મારોએ.' એટલા સારૂ જ હું મારૂં કામ મન લગાડીને કરવા ઇચ્છું છું. ઈસુદાસે કહ્યું કે ભાઇ, તું ખાલીપીલી તારા કામમાં એટલી બધી જહેમત ઉઠાવે છે. આપણી શેઠાણીને તો તારા કામની ખબરે નહિ પડે કે તે તારા કામનાં વખાણ કરે. શામશૂને કહ્યું કે ભાઇ, શેઠાણીને મારા કામનો પત્તો ભલે નહિ પડે. પણ પ્રભુ ઇસુ તો મારૂં કામ દેખે છેને. એટલું કહી એ ફરીથી કામે વળગી પડયો ને સાથે સાથે પેલું ગીત પણ ગાતો ગયો. 'તારો દીવો પ્રકાશે, હા, મારોએ' મન લગાડીને તેમજ વિશ્વાસુપણે શામશૂનની કામ કરવાની વાત સાંભળી ઈસુદાસે મનમાં વિચાર કર્યો કે મારે પણ એક આત્મારૂપી દીવો છે. તો મારે એને પ્રકાશિત કરવાનો પ્રયત્ન કેમ ન કરવો? જો પ્રભુ ઈસુ શામશૂનને તપેલીઓ માંજતો દેખે છે તો શું મને પુલાવ પકાવતાં દેખતો નથી શું? હા, તે મને ખચીત દેખે છે. જો શામશૂન પોતાનું કામ પ્રભુને ખાતર કરતો હોય એમ સમજીને કરી શકે છે તો શું મારાથી એ ન કરી શકાય? તો લાવ, આજે હું પણ સારી રીતે મન લગાડીને પુલાવ પકાવુ. તે દિવસે સાંજે શેઠની નાની દીકરી મીરાંબાઈ ઈસુદાસને કહેવા લાગી, કે ઈસુદાસ, આજ સવારે તો તમે પુલાવ મઝાનો પકાવ્યો હતો, ભલા.

ઈસુદાસ—બાઈ સાહેબ, શામશૂનને કારણે આજ પહેલી જ વાર મારા કામનાં વખાણ થાય છે.

મીરાંબાઈ—શામશૂનને કારણે? એથી તમે શું કહેવા માગો છો? મને જરા ખુલાસાથી વાત કરો.

ઈસુદાસ—ભાઈ સાહેબ, શામશૂને મને કહ્યું છે, કે આપણે ગમે તે કામ કરીએ તે મન લગાડીને કરવું જોઇએ, કેમકે પ્રભુ ઈસુ દરેકે દરેક કામ દેખે છે. તેથી આજે મેં પણ શામશૂનના દીવાની જેમ મારો દીવો પ્રકાશિત કરવાનો પ્રયત્ન કર્યો. થોડીવાર પછી મીરાં પોતાની મોટી બહેન એસ્તેરની સાડીને ઇસ્તરી કરવા લાગી. પહેલાં તો ઈસ્તરી જલદી જલદી કરવાનો એનો વિચાર હતો. પણ એણે મનમાં વિચાર કર્યો કે જો શામશૂન પોતાનું કામ એટલી સારી રીતે કરે છે તો મારે મારી બહેનની સાડીને મન લગાડીને ઇસ્તરી કાં ન કરવી? સાંજે એસ્તેરે સાડી પહેરી ત્યારે તેણે મીરાંનાં ખૂબ વખાણ કર્યાં ને કહ્યું કે મીરાં, આજે તેં મારી સાડીને બહુ જ સરસ ઈસ્તરી કરી છે. તેથી, જોને, એ કેવી ખૂબસૂરત લાગે છે! મીરાં પોતાની બહેનની વાત સાંભળી હસવા લાગી ને બોલી કે બહેન, જે પ્રમાણે શામશૂન પોતાનો દીવો પ્રકાશિત કરે છે તે પ્રમાણે મેં પણ આજે મારો દીવો પ્રકાશિત કરવાની કોશિશ કરી. પછી મીરાંએ એસ્તેરને પહેલેથી છેલ્લે સુધી શામશૂન-વાળી વાત કહી સંભળાવી.

તેજ દિવસે સાંજે વાત એમ બની કે એસ્તેરની પાસે તેની એક વિધર્મી બહેનપણી આવી. તેઓ બન્નેએ તે સાંજે ફરવા જવાનો નિશ્ચય કર્યો હતો. તેણે શામશૂનની વાત સાંભળી હતી ત્યારથી તેના મન પર ઊંડી અસર થઈ હતી. તેથી એ કહેવા લાગી કે બહેન, આજે તો કૃપા કરીને મને માફ કર, કેમકે મારાથી તારી જોડે ફરવા અવાશે નહિ. આજ સાંજે દેવળમાં ભજનસેવા થવાની છે. તેથી હું ત્યાં જવા ઇચ્છું છું કે મારો દીવો શામશૂનની જેમ પ્રકાશિત કરી શકું. ત્યારબાદ પોતાનો નોકર શામશૂન હરહંમેશ કેવી રીતે પ્રયત્ન કરે છે એટલે કે જે કાંઈ કામ તે કરે છે તે દિલ લગાડીને કરે છે કે તેથી તેનો દીવો પ્રકાશતો

રહે; એ બધી વાત તેણે પોતાની બહેનપણીને કહી સંભળાવી. શામશૂનની વાત સાંભળી એની બહેનપણીને બહુ જ નવાઇ લાગી. પછી તે કહેવા લાગી કે જો તું મારી સાથે ફરવા નહિ આવી શકે તો હું તારી સાથે દેવળમાં ભજનસેવામાં ભાગ લેવા આવીશ. ત્યારબાદ બન્ને જણી તે સાંજે દેવળમાં ગઇ.

દેવળ છૂટયા બાદ પાદરી સાહેબે તેમની પાસે આવી કહ્યું, કે આજ તમે દેવળમાં આવીને ભજનસેવામાં અમારી બહુ મદદ કરી છે તેથી હું તમારો આભારી છું. તમે આજે દેવળમાં આવશો એવી મને બીલકુલ આશા નહોતી.

એસ્તેર—શામશૂનની જેમ મને પણ મારો દીવો પ્રકાશિત કરવાની ઇચ્છા થઈ. આ મારી બહેનપણીને પણ આજે પહેલી વાર દેવળમાં આવવાનો શોખ પેદા થયો.

પાદરી સાહેબ—મને તમારા બોલવાનો અર્થ સમજાતો નથી, માટે મહેરબાની કરી મને શામશૂનના દીવાની વાત સ્પષ્ટ રીતે કરો.

એસ્તેર—પાદરી સાહેબ, અમારે ત્યાં શામશૂન નામે એક નોકર છે. તે ફક્ત વાસણ માંજવાનું કામ કરે છે. તે એવું માને છે કે વાસણ બરાબર મન લગાડીને સાફ કરવાથી એનો દીવો પ્રકાશિત થાય છે. એ પ્રમાણે પાદરી સાહેબને શામશૂનવાળી સઘળી વાત તેણે કહી સંભળાવી.

પાદરી સાહેબ કોઇ કોઇ દહાડો હરેક ઘરમાં લોકોની મુલાકાત લેવા ને તેઓને પ્રભુના પવિત્ર શાસ્ત્રનાં વચનો સંભળાવવા જતા હતા. પણ દિલગીરીની વાત છે કે શામશૂનનો બાપ પાદરી સાહેબની વાતો સાંભળવાનું પસંદ કરતો નહિ, એટલું જ નહિ પણ તે એને ઘેર કદીએ પગલું સરખુંએ ભરે નહિ એવું ઇચ્છતો હતો.

પાદરી સાહેબને એની બેપરવાઈથી બહુ જ દુઃખ લાગતું હતું. હા, તે માણસના ઘેર ત્યાર પછી જવાનું માંડી વાળ્યું હતું, કેમકે ત્યાં જવાથી શો ફાયદો? પણ શામશૂનની વાત સાંભળીને એમના મનમાં નવો ઉત્સાહ ઉત્પન્ન થયો હતો, તેથી તેઓ બીજી વારના લોકોને મળવા ગયા ત્યારે શામશૂનના બાપને ત્યાં પણ જવા ચૂક્યા નહિ. એ તે વખતે થોડો બિમાર હતો. પાદરી સાહેબે ઘરમાં પ્રવેશ કર્યો. પછી તે કહેવા લાગ્યા કે ભાઈ, મારો દીવો પ્રકાશિત થાય એ સારૂ હું ફરી વાર તમારે ત્યાં આવ્યો છું.

દર્દી—પાદરી સાહેબ, મારી પાસે આવવાની તમારે બીલકુલ તસ્દી ન લેવી. હું તો તમારી કોઈ વાત સાંભળવા ઇચ્છતો નથી. માટે અહીંથી ભલા થઈને જલદી નીકળી જાઓ.

પાદરી સાહેબ—ભાઈસાહેબ, તમે ભલે નારાજ થાઓ, પણ આજે તો હું તમને એક સરસ વાર્તા જરૂર કહી સંભળાવીશ. વળી સાથે સાથે એ વિષેનું ગીત પણ ગાઈ સંભળાવ્યા વિના જંપવાનો નથી.

દર્દી—અરે ભલા માણસ, મને તો નતો તમારી વાત, નતો તમારૂં ગીત સાંભળવાની ઇચ્છા છે. તેમ છતાં તમે મને સંભળાવવા ઇચ્છતા જ હો તો ભલેને બોલ્યે જાઓ. હું ધ્યાન જ દઈશ નહિ એટલે બહેરા આગળ શંખ ફૂંકવાના જેવું તમે ભલે કરો.

પાદરી સાહેબ—તમે બેલાશક ધ્યાન ન દો. પણ જરા શાંતપણે સાંભળશો એટલે પત્યું. પછી પાદરી સાહેબે પેલી વાત પહેલેથી છેલ્લે સુધી કહી એટલું જ નહિ પણ એ વિષેનું પેલું ગીત પણ ગાઈ સંભળાવ્યું.

દર્દી—પાદરી સાહેબ, જો કે મેં તો તમારી વાત પર ધ્યાન ન દેવાનો પાકો ઠરાવ કર્યો હતો. પણ ભલા, તમે એ વાત તો

બહુજ મઝાની કરી. તો મહેરબાની કરી એટલું તો બતાવો કે એ કોણ છોકરો છે વારૂ?

પાદરી સાહેબે કહ્યું, ભાઈ, એ તો તમારો પોતાનો દીકરો શામશૂન છે. એ દરેકેદરેક કામ મન લગાડીને કરે છે; કેમકે પ્રભુ ઈસુ હરેક માણસનાં કામ દેખે છે. હા, તમારો શામશૂન તમને ગાઈ સંભળાવ્યું તે ગીત પ્રમાણે પોતાનું જીવન ઘડી રહ્યો છે.

જ્યારે એના બાપે સાંભળ્યું કે એ તો મારો પોતાનો દીકરો શામશૂન છે ત્યારે એની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તે કહેવા લાગ્યો, કે પાદરી સાહેબ, મહેરબાની કરીને મારે માટે પ્રભુની પ્રાર્થના કરો. પાદરી સાહેબ એ વાત સાંભળી બહુજ રાજી થયા. એ વખતે તેમણે બહુજ આસ્થાથી પ્રાર્થના કરી. પછી શામશૂનના બાપે કહ્યું, પાદરી સાહેબ, મારે પણ એક દીવો છે. પણ તેમાં બીલકુલ તેજ નથી. પ્રભુ ઈસુ એમાં તાજું તેલ ભરે એવી તમે પ્રાર્થના કરો કે હું પણ મારો દીવો પ્રકાશિત કરી શકું. પાદરી સાહેબ, તમે ફરીથી મારે માટે ખાસ પ્રાર્થના કરો ને હું પણ પ્રાર્થનામાં તમારી સાથે સામેલ છું. પછી દર્દીએ પ્રાર્થના કરતાં કહ્યું, કે "ઓ પ્રભુ બાપ, મારાં પાપ માફ કર." ત્યારબાદ પાદરી સાહેબ પરમેશ્વરની સ્તુતિ કરતા કરતા પોતાના ઘર તરફ રવાના થયા.

પરમેશ્વરે શામશૂનના દીવાને પ્રકાશતો રહેતો દેખીને તેને પુષ્કળ આશીર્વાદ દીધો, હા, તેના બાપનો દીવો પણ પ્રકાશિત થયો.

એસ્તેરની માએ એને થોડું સીવણકામ સોંપ્યું હતું, તેથી તે સાંજે ફરવા ગઈ નહિ. તે તો સીલાઈ પૂરી કરવા મંડી

પડી હતી. કંઇક કામ સારૂ એની મા અચાનક એની ઓરડીમાં આવી ચઢી તો તેણે દીઠું કે એસ્તેર છેક અંધારૂં થતાં સુધી સીવણ-કામ કર્યા કરતી હતી. એ જોઇને એને બહુ જ નવાઇ લાગી ને તેણે કહ્યું, બેટા, તું હજી સુધી સીલાઈ કર્યા કરે છે? હું તો સમજતી હતી કે તું ક્યારનીએ બહાર ફરવા ચાલી ગઇ હશે.

એસ્તેર—માડી, મેં મનમાં વિચાર કર્યો કે સીલાઇ સારી રીતે કરૂં કે મારો દીવો પ્રકાશિત થાય. એસ્તેર હજી તો બોલતી હતી એટલામાં તેનો બાપ ત્યાં આવી પહોંચ્યો. એની મા ને બાપને બહુજ નવાઈ લાગી ને દીવાનો શો અર્થ છે એ બન્ને જણાં પૂછવા લાગ્યાં. ત્યારે એસ્તરે તેમને શામશૂનવાળી વાત કહી સંભળાવી, કે શામશૂન એવું માને છે કે તપેલીઓ તથા વાસણ બરાબર મન લગાડીને સાફ કરવાથી તેનો દીવો પ્રકાશિત રહે છે. એ ત્રણે જણામાં એ વાત ચાલતી હતી એટલામાં બહાર દરવાજા આગળ કોઈએકના બોલવાનો અવાજ સંભળાયો. એસ્તેરની મા ને એના બાપે જઈ બારણું ઉઘાડયું તો પાદરી સાહેબને બહાર ઊભેલા દીઠા. તેઓ એમને અંદર તેડી લાવ્યાં ને બેસાડયા. તેમને ખબર હતી કે પાદરી સાહેબ પ્રભુના પવિત્ર શાસ્ત્રનાં વચનો દૂર દૂરના દેશોમાં જ્યાં ન મળે પાદરી કે કોઈ ઉપદેશક ત્યાં પહોંચાડી શકાય એટલા સારૂ પૈસાનું ઉઘરાણું લેવા આવ્યા હતા. એ વખતે શેઠાણીએ પોતાના ધણીને કહ્યું, કે જો ગરીબ શામશૂન તપેલીઓ માંજીને પોતાની ફરજ અદા કરે છે તો આપણે મોકળે મને ઉઘરાણું આપીને આપણો દીવો પ્રકાશિત કેમ ન કરવો? ચાલો, આપણે પણ આપણા દીવા પ્રકાશિત કરીએ. પહેલાં તો તેઓ પાંચ રૂપિયા ઉઘરાણું આપતાં હતાં. પણ એ વખતે તેઓએ ૨૦ રૂપિયા ઉઘરાણું આપ્યું.

તે દિવસે સ્વર્ગમાં બે દૂતો એક બીજાની જોડે નીચે પ્રમાણે વાતચીત કરતા જણાયા:—

પહેલો દૂત—આજે શામશૂને દૂરનાં ગામડાંમાં પરમેશ્વરના પવિત્ર શાસ્ત્રનાં વચનો પહોંચાડવાને વીસ રૂપિયા ઉઘરાણું આપ્યું છે.

બીજો દૂત—શું એ સાચી વાત છે? કેમકે હું તો સમજતો હતો કે શામશૂન બહુ જ ગરીબ છે.

પહેલો દૂત—બેશક, એ ગરીબ છે. પણ એનો આકાશવાસી બાપ સર્વશક્તિમાન છે ને!

શામશૂને ખરેખર, પોતાનો દીવો પ્રકાશિત રાખ્યો. એના પ્રકાશિત દીવાથી એના શેઠનો દીવોએ પ્રગટ્યો. એ સિવાય શામશૂન આજે એક મોટા પાપીને એટલે કે પોતાના બાપને પ્રભુની ગમ ફેરવી લાવે છે. એ બધી વાતોની બિચારા શામશૂનને તો ખબરે ન પડી. એના દીવાની જોતથી બીજાં કેટલાં બધાં હૃદયોના દીવા પ્રગટ્યા! એ તો પોતાનાં વાસણ બરાબર મન લગાડીને માંજતો ગયો ને સાથે સાથે આ ગીતે ગાતો ગયો.

'તારો દીવો પ્રકાશે, હા મારોએ.'

'જે કંઈ કામ તારે હાથ લાગે તે મન લગાડીને કર'
સભા. ૯; ૧૦.

'તમે...જે કંઇ કરો તે સર્વ દેવના મહિમાને અર્થે કરો'
૧ કોરીંથી. ૧૦; ૩૧.

આ ટ્રાકટનો ઉર્દુમાંથી પ્રા. પ્રે. પાસે ગુજરાતીમાં તરજુમો કરાવી મિસ બી. બી. ફેરી (ઝનાના મિશન, કરાંચી)એ ગુજરાત ટ્રાકટ સોસાયટીને અર્પણ કરી છે.

